## નકશા ૧ લાની સમજુતી.

**સીમા**—આ પ્રાંતની ઉત્તરે કચ્છનો અખાત, કચ્છનું રણ, રજપુતાનાનો કેટલોક ભાગ, શિરોઇ ને ડુંગરપુરનાં સંસ્થાનો; પૂર્વે માળવા ને નદેશ; દક્ષિણે થાણાજીલ્લો તથા અરબી સમુદ્ર અને પશ્ચિમે ખંભાતનો અખાત, અરબી સમુદ્ર ને કચ્છના રણનો ભાગ આવેલો છે.

ા—નકશા ઉપરથી જણાશે કે ગુજરાત પ્રાંત અરબી સમુદ્રના ઉત્તર અને પૂર્વ કિનારાપર આવેલો છે. તેનો ઘણોખરો ઉત્તર અને મધ્ય ભાગ સપાટ છે ને પૂર્વ તરફનો ભાગ ઘણોખરો ડુંગરી પ્રદેશ છે.

ત—આબુ અને આરાસુરના ડુંગર. ઉત્તર ને ઇશાન તરફ થઇ દક્ષિણ તરફ વળી વિંધ્યાચળની હારને મળે છે.

**ાગઢ**—પંચમહાલમાં છે ને તે વિંધ્યાચળને પૂર્વ તરફ સંધાય છે.

**પુડા**—ઉત્તરે વિંધ્યાચળને સંધાઇ દક્ષિણ તરફ સંહ્યાદ્રીના ઉત્તર છેડાને સંધાય છે.

**ાર, ગીર, શેત્રુંજો**—એ કાઠિઆવાડમાં દક્ષિણ તરફ છે.

—એ હાલારથી મધ્ય ભાગની હાર થાન સુધી લંબાઇ છે.

ા—આ પ્રાંતની ઇશાન અને પૂર્વ સરહદ ડુંગરોની હારની બનેલી હોવાથી જમીનનો ઢાળ પશ્ચિમ દક્ષિણ તરફનો હોવાથી લગભગ સઘળી નદીઓ દક્ષિણ ને પશ્ચિમ તરફ વહે છે. દક્ષિણ તરફની ખંભાતના અખાતના ઉત્તર ને પૂર્વ કાંઠાની જમીન ઘણી ફળદ્રુપ છે ને તેમાં ઉત્તમ પ્રકારની ખેતી થાય છે.

**ાસ**—આબુ અને આરાસુરના પર્વતમાંથી નીકળી પાલણપુર એજન્સીમાં થઇ કચ્છના રણમાં વહે છે એને કાંઠે પાટણ શહેર છે.

**રસ્વતી**—શિરોઇના ડુંગરમાંથી નીકળી, પશ્ચિમ તરફ વહી કચ્છના રણમાં જાય છે એના ઉપર સિદ્ધપુર છે.

**ાબરમતી**—અરવલ્લીના ડુંગરમાંથી નીકળી, મહીકાંઠા ને અમદાવાદ જીલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે, એને કાંઠે અમદાવાદ છે.

—માળવાના ડુંગરમાંથી નીકળી ખેડા જીલ્લાની પૂર્વે થઇ ખંભાતના અખાતને મળે છે. એને કાંઠે ખંભાત છે.

—વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી રાજપીપળાને ભરૂચ જીલ્લામાં થઇ ખંભાતના અખાતને મળે છે, એને કાંઠે ભરૂચ છે.

ી—સાતપુડા પર્વતમાંથી નીકળી રાજપીપળા સંસ્થાનની દક્ષિણે થઇ, સુરત જીલ્લામાં થઇ અરબી સમુદ્રને મળે છે. એને કાંઠે સુરત છે.
એ સિવાય વિશ્વામિત્રિ ( વડોદરા ), ઢાઢર, પૂર્ણા, અંબિકા, વગેરે નાની નદીઓ છે.

ર—જસદણ પાસેના ડુંગર આગળથી નીકળી દક્ષિણ પશ્ચિમ તરફ વહી અરબી સમુદ્રને મળે છે.

જી—ગીરમાંથી નીકળી પૂર્વ તરફ વહી પાલીતાણા પાસે થઇ ખંભાતના અખાતને મળે છે. એના ઉપર પાલીતાણા છે.

ાત—૧ કચ્છનો અખાત—કચ્છને કાઠીઆવાડની વચ્ચે. ૨ ખંભાતનો અખાત—કાઠીઆવાડની પૂર્વે ને ભરૂચ અને સુરત જીલ્લાની પશ્ચિમે છે. આ બંને અરબી સમુદ્રના ફાંટા છે.

—૧ બેટ શંખોદ્ધાર—કાઠીઆવાડની પશ્ચિમે ઓખામંડળ મહાલને લગતો અરબી સમુદ્રમાં છે
૨ દીવ બેટ—કાઠીઆવાડની દક્ષિણે છે. ૩ સાષ્ટી—થાણા જીલ્લાને લગતો અરબી સમુદ્રમાં છે.

—જગત ભૂશિર—કાઠીઆવાડની પશ્ચિમે એ આખા ગુજરાતનું પશ્ચિમબિંદુ ગણાય છે.
દીવ ભૂશિર— ,, દક્ષિણે.

# નકશા રજાની સમજુતી.

**આબોહવા**—એકંદર રીતે ગુજરાતમાં વરસાદ સાધારણ પડે છે. ઉત્તર તરફના ભાગમાં ને કાઠિઆવાડમાં એકંદર વરસાદ થોડો પડે છે. ને હવા ગરમ રહે છે. કાઠીઆવાડમાં દરિઆ કાંઠો હોવાથી ઠંડો પવન ફુંકાય છે. સુરત જીલ્લામાં બીજા ભાગો કરતાં વરસાદ વધારે પડે છે ને હવા ઠંડી રહે છે. મધ્ય ભાગમાં એટલે ખેડા જીલ્લામાં, વડોદરા પ્રાંતમાં ને ભરૂચ જીલ્લામાં મધ્યમ વરસાદ પડે છે ને હવા સાધારણ રહે છે.

**વનસ્પતિ**—ગુજરાતના પૂર્વ ભાગમાં, પંચમહાલમાં, ને કાઠીઆવાડના ગીરના ડુંગરોમાં તેમજ નર્મદા ને તાપી નદીની વચ્ચે પૂર્વતરફના મુલકમાં જંગલો છે. તેમાં સાગ, સીસમ, ખેર, મહુડા, વાંસ તથા રાયણનાં ઝાડ થાય છે. પંચમહાલમાં મહુડા તથા સાગનાં ઝાડ ઘણાં છે. દક્ષિણ તરફ આંબા, લીમડા, મહુડા, આમલી ને વડ વગેરે થાય છે. સુરત જીલ્લામાં આંબા, ફણસ, ને ખજુરાંનાં ઝાડ થાય છે. ખજુરાંમાંથી તાડી નીકળે છે. જંગલમાંથી ભીલ લોકો ગુંદર, લાખ, મધ ને મીણ લાવે છે. વડોદરા રાજ્યના કાનમના પ્રદેશમાં ને ભરૂચ જીલ્લામાં તથ કાઠીઆવાડમાં ઝાડ સારાં ઉગતાં નથી.

**ખેતીનોપાક**—ગુજરાતમાં મુખ્ય ધંધો ખેતીનો હોઇ વસ્તીનો ઘણો ભાગ તે ઉપર ગુજરાન ચલાવે છે. સામાન્ય રીતે બાજરી, ડાંગર, કોદ્રા, બાવટો, જુવાર, ઘઉં, કઠોળ અને તલ ઘણેખરે ઠેકાણે થાય છે.

**અમદાવાદ** જીલ્લાનો પશ્ચિમ ભાગ ને કાઠીઆવાડનો પૂર્વ ભાગ ભાલ કહેવાય છે તેમાં ઘઉં સારા થાય છે. ને પૂર્વ ભાગમાં સાબરમતી ખારી વચ્ચે ડાંગર ઉત્તમ જાતની થાય છે.

**ખેડા જીલ્લામાં** મધ્ય ભાગને ચરોતર કહે છે તેમાં તમાકુ સારી થાય છે. તથા આદુ વરીઆળી ને જીરૂ થાય છે.

**ભરૂચ જીલ્લો** અને વડોદરા પ્રાંતનો દક્ષિણ ભાગ કાનમ કહેવાય છે; ત્યાં કપાસ ઘણો થાય છે ને જુવાર પાકે છે.

**સુરત જીલ્લામાં** જુવાર, શેરડી, ઘઉં, કેળાં ને પૂર્વ ને દક્ષિણ ભાગમાં ડાંગેર સારી પાકે છે

**પંચમહાલ જીલ્લામાં** મકાઇ ને ચણા થાય છે.

**પાલણપુરના ભાગમાં** રૂ ને ડાંગેર થાય છે. ને ચંપાનું તથા કેવડાનું અત્તર થાય છે.

**થાણા જીલ્લામાં**—વસઇમાં કેળાં, પાન ને શેરડી થાય છે. ડાંગેર ઘણી પાકે છે ને કાંઠાપર નાળીએરી થાય છે.

**કડી પ્રાંતમાં**—સિદ્ધપુર, વિસનગર, ને મહેસાણા મહાલમાં અફીણ ને સરસવ ને અળસી પાકે છે.

**ધોળકા**—( અમદાવાદ જીલ્લામાં ) એમાં દાડમ ને સુંઠ થાય છે.

**ખનીજ:—**

**પથ્થરની ખાણો**—કાઠીઆવાડમાં પોરબંદર, ધ્રાંગધ્રા ને ગાયકવાડના સંખેડા મહાલમાં સોનગીર તથા મડર સંસ્થાનના અમનગરમાં પથ્થરની ખાણો છે.

**આરસપહાણ**—આરાસુર પર્વતમાં તથા વડોદરા પ્રાંતના સંખેડા મહાલના મોતીપરા આગળ આરસની ખાણો છે.

**અકીક**—રાજપીંપળાના ડુંગરમાંથી તથા મહીકાંઠામાં માજુમ નદીને કાંઠેથી જડે છે.

**લોઢું, મેંગેનીસ**—પંચ મહાલના ડુંગરોમાં તથા કાઠીઆવાડના બર્ડા પર્વતમાંથી નીકળે છે.

**મીઠું**—વીરમગામ પાસે ખારાઘોડા આગળ મીઠું પકવે છે તથા વલસાડ પાસે તથા કાઠીઆવાડમાં દરિઆ કિનારે મીઠું પાકે છે.

**સુરોખાર**—રાધનપુર સંસ્થાનમાં નીકળે છે.

**મોતી**—નવાનગર પાસેના દરિઆમાંથી જડે છે.

# નકશા ૩ જાની સમજુતી.

## બંદરો ને હવા ખાવાનાં ઠેકાણાં.

**બંદરો—નવાનગર** કચ્છના અખાતને દક્ષિણ કાંઠે છે.

**દ્વારકાં, પોરબંદર, નવીબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ** એ કાઠીઆવાડ ને પશ્ચિમ ને દક્ષિણ કાંઠે અરબી સમુદ્ર ઉપર છે. એ બંદરોમાં વહાણો ચાલે છે ને મુંબાઇથી નાની આગબોટો આ બંદરોએ થઇને કચ્છના માંડવી ને કરાંચી બંદરે જાય છે.

**ઘોઘા ને ભાવનગર** ખંભાતના અખાતની પશ્ચિમે છે.

**ખંભાત, ભરૂચ, સુરત, દમણ** ખંભાતના અખાતના પૂર્વ કાંઠાપર છે.

**હવા ખાવાનાં ઠેકાણાં—**

**આબુ**—ગુજરાતની ઉત્તરે.

**ડુમસ, હજીરા**—સુરત પાસે અરબી સમુદ્રને કિનારે.

**તીથલ**—સુરત જીલ્લામાં વલસાડ પાસે.

**ઘોઘા**—કાઠીઆવાડની પૂર્વે ખંભાતના અખાતને કાંઠે.

---

૫૧૪૯ નકશા ૪ થાની સમજુતી.

## ઉત્તર વિભાગ અને ગુજરાતના વિભાગો.

**ગુજરાત**—એના બે ભાગ પાડી શકાય. ૧ ખાલસા મુલક ૨ દેશી રાજ્યો.

**ખાલસા મુલક.**

૧ **અમદાવાદ જીલ્લો**—મુખ્ય શહેર **અમદાવાદ** સાબરમતિને કાંઠે મોટું શહેર છે.
આ જીલ્લાના ૭ તાલુકા ને બે પેટા તાલુકા છે. દસક્રોઇ, વીરમગામ, પ્રાંતિજ, સાણંદ, ધોળકા, અને ધંધુકા. પેટા મહાલ મોડાસાને ઘોઘા. દસક્રોઈ તાલુકાનું મુખ્ય ગામ અમદાવાદ છે. બાકીના તાલુકાનાં મુખ્ય ગામ એનાં એજ છે.

૨ **ખેડા જીલ્લો**—મુખ્ય ગામ **ખેડા** વાત્રક નદીને કાંઠે. મહેમદાવાદ તાલુકામાં કિલ્લેબંધી ગામ છે. ત્યાં જવા મહેમદાવાદથી પાકી સડક છે.
આ જીલ્લાના સાત તાલુકા છે. કપડવણજ, ઠાસરા, આણંદ, નડીઆદ, મહેમદાવાદ, માતર ને બોરસદ. ( દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે.) આણંદ તાલુકામાં ઉમરેઠ ને નડીઆદ તાલુકામાં મહુધા એ મોટા કસ્બા છે. કપડવણજના લસુંદ્રા ગામે ઉના પાણીનાં કુંડ છે.

૩ **પંચ મહાલ**—મુખ્ય ગામ **ગોધરા.**
આ જીલ્લાના ત્રણ તાલુકા—ગોધરા, કાલોલને દાહોદ અને બે પેટામહાલ હાલોલને ઝાલોદ છે. દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે.

૪ **ભરૂચ જીલ્લો**—મુખ્ય શહેર **ભરૂચ** નર્મદા નદીને કાંઠે છે.
આ જીલ્લાના પાંચ તાલુકા.—જંબુસર, આમોદ, વાગરા, ભરૂચને અંકલેશ્વર છે અને હાંસોટ પેટામહાલ છે. દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે.

૫ **સુરત જીલ્લો**—મુખ્ય શહેર **સુરત** તાપી નદીને કાંઠે છે.
આ જીલ્લાના આઠ તાલુકા છે. ઓરપાડ, ચોર્યાશી, જલાલપુર, વલસાડ, પારડી, માંડવી, બારડોલીને ચીકલી. દરેક તાલુકામાં એજ નામનું મુખ્ય ગામ છે. પણ ચોર્યાશી તાલુકાનું મુખ્ય ગામ સુરત છે. તેની પાસે રાંદેર કસ્બો છે.

૬ **થાણા જીલ્લો**—( મહારાષ્ટ્રમાં ) મુખ્ય ગામ **થાણા** સાષ્ટી બેટ ઉપર છે.
આ જીલ્લાના નવ તાલુકા છે. ડાહાણું, માહીમ, વસઇ, સાષ્ટી, ભીંવડી, વાડે, શાહપુર, મુરવાડને કલ્યાણ.

**ટીપ**—આ દરેક જીલ્લો કલેકટરના તાબામાં છે.

**ઉત્તર વિભાગ અને ગુજરાતનાં દેશી રાજ્યોઃ—**

એજન્સીઓ ( દેશી રાજ્યો. )

૧ **પાલણપુર એજન્સી**—એ પોલીટીકલ એજંટના તાબામાં છે. મુખ્ય સંસ્થાન પાલણપુર અને રાધનપુર છે. એ સિવાય બીજાં વાવ, થરાદ વગેરે ૧૧ સંસ્થાન છે.

૨ **મહીકાંઠા એજન્સી**—પોલીટીકલ એજંટના તાબામાં છે. મુખ્ય સંસ્થાન ઈડર અને દાંતા છે. એ સિવાય બીજાં પેથાપુર, વડાગામ, માણસા, માલુસણા વગેરે નાનાં ૫૧ સંસ્થાન છે.

- રેવાકાંઠા એજન્સી—પંચમહાલના કલેક્ટરના તાબામાં છે. ને તે રેવાકાંઠાના પોલીટીકલ એજંટ કહેવાય છે. મુખ્ય સંસ્થાન રાજપીપળા (નાંદોદનું રાજ્ય), છોટા ઉદેપુર, દેવગઢબારીઆ, લુણાવાડા, વાડાસિનોર, સુંથરામપુર છે. આ સિવાય નાનાં રાજ્યોના બે જથા કરેલા છે. ૧ સંખેડામેવાસ અને ૨ પાંડુમેવાસ.

૪ **સુરત એજન્સી**—સુરતના કલેકટર પોલીટીકલ એજંટ તરીકે દેખરેખ રાખે છે. મુખ્ય સંસ્થાન ધરમપુર, વાંસદા, અને સચીન.

૫ **કાઠીઆવાડ એજન્સી**—એના ચાર પેટા ભાગ છે. દરેક ભાગમાં એક પોલીટીકલ એજંટ રહે છે. ને તે બધાના ઉપરી એજંટ ટુ ધી ગવરનર રાજકોટમાં રહે છે. એ મુંબાઇ ઇલાકાના ગવર્નરના તાબા નીચે છે.

૧ હાલાર પ્રાંત—મુખ્ય રાજ્યો નવાનગર (જામનગર), મોરબી, ગોંડલ, વાંકાનેર, ધ્રોળ, રાજકોટ છે. પહેલાં ત્રણ પહેલા વર્ગનાં ને બીજાં ત્રણ બીજા વર્ગનાં છે.

૨ ઝાલાવાડ—ધ્રાંગધ્રા (પહેલા વર્ગનું), વઢવાણ, લીંમડી (બીજા વર્ગનાં છે.)

૩ ગોહીલવાડ—ભાવનગર (પહેલા વર્ગનું), અને પાલીતાણા બીજા વર્ગનું છે.

૪ સોરઠ પ્રાંત—જુનાગઢ, પોરબંદર અને જાફરાબાદ (પહેલા વર્ગનાં છે.)

૬ **પંચમહાલ એજન્સી**—નારૂકોટ પંચમહાલના કલેકટરના તાબામાં છે.

૧ **ગાયકવાડનો મુલક**—ગુજરાતમાં આ મોટામાં મોટું દેશી રાજ્ય છે. હિંદુસ્તાનમાં પણ જે મોટાં મોટાં દેશી રાજ્યો છે તેમાંનું આ એક છે. તે હિંદુસ્તાનના વૉઇસરૉયના તાબા નીચે છે. તેમના તરફથી રેસીડન્ટ વડોદરામાં રહે છે. આ રાજ્ય ગુજરાતમાં એક જથે નથી. પણ અંગ્રેજી મુલક વચ્ચે આવવાથી તેના ચાર ભાગ પાડેલા છે.

૧ કડી પ્રાંત—અમદાવાદ જીલ્લાની ઉત્તરે. એમાં પાટણ, સિદ્ધપુર, વડનગર, વિશનગર, કડી, મહેસાણા એ મોટાં ગામ છે.

૨ વડોદરા પ્રાંત—મહી અને નર્મદા વચ્ચે એમાં વડોદરા (ગાયકવાડની રાજ્યધાની છે) પેટલાદ, ડભોઈ, પાદરા, શિનોર એ મોટાં ગામ છે.

૩ નવસારી પ્રાંત—સુરત જીલ્લાની ઉત્તર ને પૂર્વનો ભાગ એ જીલ્લા સાથે સેળભેળ થએલો છે. મુખ્ય ગામ નવસારી અને ગણદેવી.

૪ અમરેલી પ્રાંત...કાઠીઆવાડમાં. મુખ્ય ગામ અમરેલી ને દ્વારકાં છે.

આ રાજ્યની બારીક હકીકત વડોદરા રાજ્યની ભૂગોળમાં જણાઇ આવશે.

૨ **ખંભાત સંસ્થાન**—(ખંભાતનું રાજ્ય) ખેડા જીલ્લાના કલેકટરની દેખરેખ નીચે છે. ખેડા જીલ્લાની પશ્ચિમે ખંભાતના અખાતને કાંઠે આવેલું છે. એમાં નવાબ (મુસલમાન) રાજ્ય કરે છે, મુખ્ય ગામ ખંભાત છે.

૩ **દીવ અને દમણ**—એ ફિરંગી (પોર્ટુગીઝ) નાં સંસ્થાન છે. મુખ્ય ગામ દીવ કાઠીઆવાડની દક્ષિણે છે.

દમણ સુરત જીલ્લાની દક્ષિણે સમુદ્રના કંઠા ઉપર છે.

૪ **ઝવાર સંસ્થાન**—થાણા જીલ્લામાં છે ને તે થાણા જીલ્લાના કલેકટરની દેખરેખ નીચે છે. એનો રાજા ભીલ જાતનો છે.

# નકશા ૫ માની સમજુતી.

## જાણવા જેવાં સ્થળો.

**અમદાવાદ**—રેશમી, સુતરાઉ ને કસબી (કિનખાબ) કાપડ ઘણું વખણાય છે. આ શહેરમાં સુતર કાંતવાની તથા સુતરાઉ કાપડની ઘણી મીલો છે. ને તેમાં ઘણા લોકોને રોજી મળે છે.

**વીરમગામ**—સુજની (રજાઇઓ) ને પંખા વખણાય છે. ત્યાં કાપડની મીલ છે ને મુનસર તળાવ છે તે ઘણું જુનું છે. મલાવ તળાવ સારૂ છે. આ શહેર પુરાતન મહાભારતના વખતનું જણાય છે.

**કપડવણજ**—કાચને સાબુ થાય છે.

**લસુંદ્રા**—કપડવણજ તાલુકામાં છે. એની પાસે ઉના પાણીના કુંડ છે.

**નડીઆદ**—ખેડા જીલ્લામાં મોટામાં મોટું ગામ છે. એ ચરોતરનો મધ્ય ભાગ ગણાય છે. ત્યાં વેપાર ઘણો ચાલે છે ને ખેતીની પેદાશ પણ સારી થાય છે.

**દાહોદ**—એ પંચ મહાલ જીલ્લામાં ગુજરાત અને માળવાની સરહદ ઉપર છે. ને ગુજરાતનું પૂર્વનાકુ ગણાય છે. એમાં દીલ્હીનો બાદશાહ ઓરંગજેબ જન્મ્યો હતો.

**ભરૂચ**—આ શહેર ઘણું પુરાતન ભ્રગુઋષિના વખતનું નર્મદા નદીના કાંઠા ઉપર છે. એમાં કાપડની મીલો છે. બંદર હોવાથી વહાણમાં માલ આવે છે. ત્યાં બળી રાજાની ચોરી ને ભ્રગુ ઋષિનું દહેરૂં જોવા લાયક છે.

**સુરત**—આ સુરત જીલ્લાનું મુખ્ય શહેર છે. એમાં કસબનાં કારખાનાં છે. વળી રેશમીને સુતરાઉ કાપડ થાય છે. હાથી દાંતના તથા સુખડનાં રમકડાં, પેટીઓ તથા ભરતકામ સારૂ થાય છે. આ શહેર ઘણું જુનું છે. એ બંદર હોઇ ત્યાં વેપાર ઘણો ચાલતો હતો.

**બોરવલી**—થાણા જીલ્લામાં છે એની પાસે કેનેરીની ગુફાઓ જોવા લાયક છે.

**પેથાપુર**—બાંધણી (સ્ત્રીઓને પહેરવાનું કપડું), તથા પથ્થરના વાડકા, ખલ, વગેરે સારા થાય છે.

**ખંભાત**—સુતરાઉ કાપડ, શેત્રંજીઓ, ને અકીક કામ બોરીઆં, એરીંગ, ચુનીઓ વગેરે સારૂ થાય છે. આ શહેર ઘણું પુરાતન છે. ને પહેલાં ભવ્ય હતું. એનું મૂળ નામ સ્તંભાવતી છે. હાલ ત્યાં નવાબ રાજ્ય કરે છે.

**વડોદરા**—ગાયકવાડ સરકારની રાજધાની છે. તેમાં સુતરાઉ કાપડ, પાઘડીઓ, સાડીઓ વગેરે થાય છે.

**પાટણ**—વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં છે એ અસલ ગુજરાતની રાજધાની હતું. (અણહીલપુર પાટણ) એમાં પટોળાં, કંકુ, સુડીઓ, મશરૂ તથા માટીનાં રમકડાં ઘણાં સારાં થાય છે.

**વિસનગર**—તાંબા પીતળનાં વાસણ ઘણાં સારાં થાય છે.

**પાલણપુર**—ચંપાનું અને કેવડાનું અત્તર થાય છે.

**ડીસા**—પાલણપુર સંસ્થાનમાં છે. ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી છે.

**નવાનગર**—કાઠીઆવાડમાં જામરાજાની રાજધાનીનું શહેર છે એમાં કંકુ, રેશમી અને કસબી કપડાં ને ભરતકામ સારૂં થાય છે. જામનગરના કસબી સાલ્લા ઘણા વખણાય છે.

**ધોરાજી**—ગોંડળના રાજ્યમાં છે. ત્યાં ઉનની ધાબળીઓ થાય છે. તેમજ ઘોડાનો સામાન ને રમકડાં થાય છે.

**દીવ**—કાઠીઆવાડની દક્ષિણે ફિરંગી લોકોનો બેટ છે. એમાં રંગાટી કામ સારૂ થાય છે.

**શીહોર**—કાઠીઆવાડમાં છે. તેમાં પીતળનાં વાસણ સારાં બને છે.

## નકશા ૬ ઠાની સમજુતી.

### જાત્રાનાં સ્થળો.

**આબુ**—ગુજરાતની ઉત્તરે છે. એના ઉપર શ્રાવક લોકોના ધર્મનાં ભવ્ય દેવળો છે. એ દેલવાડા કે દેવળવાડા કહેવાય છે. તેની કારીગરી ઘણીજ વખણાય છે.

**અંબાજી**—એમાં અંબા માતાનું સ્થાન છે. અહીં કુંભારીઆના શ્રાવક લોકોનાં દેરાં છે. તે જોવા લાયક છે. ત્યાં મોટી જાત્રા ભરાય છે. એ ઇડર પાસે દાંતાના રાણાના તાબામાં છે. ( પાસે ગબરનો પહાડ છે. )

**શામળાજી**—ઇડરના રાજ્યમાં છે. ત્યાં દર સાલ કાર્તકી પુનમે મેળો ભરાય છે.

**બહુચરાજી**—કડી પ્રાંતમાં બહુચરા માતાનું સ્થાન છે.

**સિદ્ધપુર**—કડી પ્રાંતમાં સરસ્વતિ નદી ઉપર છે. ત્યાં માતૃ શ્રાદ્ધ કરે છે. અને પવિત્ર તિર્થ ગણાય છે. અહીં રૂદ્રમાળનાં જુનાં ખંડેર છે જે પ્રસિદ્ધ છે.

**ઊંઝા**—કડી પ્રાંતમાં છે. ત્યાં કડવાકણબીની કુળદેવી છે.

**ડાકોર**—ખેડા જીલ્લાના ઠાસરા તાલુકામાં શ્રી રણછોડજીનું મોટું ધામ છે. ને ત્યાં દર પુનમે જાત્રા ભરાય છે.

**વડતાલ**—ખેડા જીલ્લાના નડીઆદ તાલુકામાં શ્રી સ્વામિનારાયણના ધર્મનું મુખ્ય ધામ છે.

**પાવાગઢ**—પંચમહાલમાં ડુંગર ઉપર કાળીકા માતાનું ધામ છે. આ ડુંગર જોવા લાયક છે. કિલ્લો ને દેવળ જીર્ણ થઇ ગયાં છે. એની પાસે ચાંપાનેર ગામ છે. એ અસલ ઘણું મોટું શહેર હતું.

**ચાણોદ અને કરનાળી**—નર્મદા નદીને કાંઠે પવિત્ર સ્થળ ગણાય છે. અહીં ચૈત્રી પુનમે મોટો મેળો ભરાય છે. ને લોકો નર્મદા સ્નાન કરે છે.

**શુકલતીર્થ**—ભરૂચ જીલ્લામાં નર્મદા કાંઠે પવિત્ર સ્થળ છે. અહીં મોટો મેળો ભરાય છે. પાસે બેટમાં કબીર વડ છે. એ વડ ઘણોજ મોટો છે. આ ઝાડ ગુજરાતમાં મોટામાં મોટું જોવા લાયક છે.

**ઉદવાડા**—આ ગામ સુરત જીલ્લાના પારડી તાલુકામાં છે. એ પારસી લોકોના ધર્મનું મુખ્ય સ્થાન ગણાય છે. પ્રથમ પારસી લોકો અહીં આવ્યા હતા એમ કહે છે.

**બહુધાન**—સુરત જીલ્લાના માંડવી તાલુકામાં છે. ત્યાં દરબાર વરસે સીંહસ્થના વર્ષમાં જાત્રા ભરાય છે.

**વૌઠા**—અમદાવાદ જીલ્લામાં સાબરમતિ નદીને કાંઠે છે. ત્યાં સાત નદીઓનું પાણી ભેગુ થાય છે. ને કાર્તકી પુનમે મેળો ભરાય છે.

**ગઢડા**—કાઠીઆવાડમાં ભાવનગરના રાજ્યમાં છે. એ સ્વામિનારાયણના ધર્મનું જાત્રાનું સ્થળ છે.

**પાલીતાણા**—કાઠીઆવાડમાં શેત્રુંજાના ડુંગર પાસે છે. અહીં શેત્રુંજાના ડુંગર ઉપર જૈન લોકોનાં પ્રખ્યાત જોવા લાયક દહેરાં છે. ત્યાં જૈન લોકો જાત્રાએ જાય છે.

**ગીરનાર**—કાઠીઆવાડમાં જુનાગઢ પાસે ડુંગર છે. તે ઉપર હિંદુ ધર્મનાં તથા જૈન ધર્મનાં દહેરાં ઘણાં જોવા લાયક છે.

**દ્વારકાં**—ગુજરાતની ને કાઠીઆવાડની છેક પશ્ચિમે હિંદુ લોકોનું જાત્રાનું ઠેકાણું છે. અસલના વારામાં અહીં શ્રી કૃષ્ણે રાજ્ય કર્યું હતું. એ રણછોડજીનું મુખ્ય ધામ કહેવાય છે. એ ગાયકવાડ સરકારના તાબામાં છે.

**બેટ**—દ્વારકાંથી સાત મૈલ ઉપર શંખોદ્ધાર નામનો બેટ છે. એ હિંદુ લોકોનું જાત્રાનુ મોટું ધામ છે.

**સોમનાથ પાટણ**—કાઠીઆવાડમાં જુનાગઢના રાજ્યમાં વેરાવળ પાસે આવેલું છે. એમાં અસલ સોરઠી સોમનાથ માહાદેવનું દહેરૂં ઘણું પ્રખ્યાત હતું.

**પોરબંદર**—આ શહેરમાં સુદામાનું મંદિર છે. અસલ આ સુદામાપુરી હશે એમ જણાય છે.

# નકશા ૭ માની સમજુતી.

## ગુજરાતની રેલ્વે.

૧ આ પ્રાંતમાં સૌથી મોટી બોમ્બે, બરોડા એન્ડ સેન્ટ્રલ ઇંડિયા રેલ્વે (બી. બી. સી. આઇ રેલ્વે) છેક દક્ષિણે થાણા જીલ્લાથી શરૂ થઇ સુરત જીલ્લામાં વલસાડ, નવસારી, અંકલેશ્વર, ભરૂચ, કરજણ વડોદરા, આણંદ, અમદાવાદ થઇ વિરમગામ સુધી જાય છે.

આ લાઇન પરનાં જંકશનોઃ—

૧ સુરત જંકશન—સુરતથી તાપ્ટી વેલી રેલ્વે નંદુબાર તરફ જાય છે.

૨ અંકલેશ્વર જંકશન—અંકલેશ્વરથી નાંદોદ જાય છે.

૩ મીયાગામ જંકશન—મીયા ગામથી શીનોર જાય છે. બીજી મીયા ગામથી ડભોઇ થઇ બોડેલી જાય છે.

૪ વિશ્વામિત્રિ જંકશન—વિશ્વામિત્રિથી પાદરે થઇ માસર અને ડભોઇ થઇ ચાણોદ જાય છે.

૫ વડોદરા જંકશન—વડોદરેથી ગોધરા જાય છે.

૬ આણંદ ,, —આણંદથી ડાકોર, ગોધરા થઇ રતલામ જાય છે. બીજી આણંદથી પેટલાદ થઇ ખંભાત જાય છે. અને પેટલાદથી સોજીત્રા થઇ વસો જાય છે.

૭ નડીઆદ ,, —નડીઆદથી કપડવણજ જાય છે.

૮ અમદાવાદ ,, —અમદાવાદથી દહેગામ થઇ અમનગર જાય છે, બીજી અમદાવાદથી ધોળકા જાય છે.

૨ રજપુતાના માળવા રેલ્વે અમદાવાદથી મહેસાણા અને પાલણપુર થઇ આબુરોડ જાય છે.

૧ કલોલ જંકશન—કલોલથી એક ફાંટો કડી થઈ બેચરાજી અને બીજો ફાંટો વિજાપુર જાય છે.

૨ મહેસાણા જંકશન—મહેસાણાથી વિસનગર થઇ ખેરાળુ જાય છે અને બીજી મહેસાણાથી પાટણ થઇ વાગડોદ જાય છે. એક લાઇન મહેસાણાથી વિરમગામ થઇ વઢવાણ જાય છે.

આ સિવાય બીજા નાના ફાંટા નકશામાં જોવાથી જણાશે.

૩ કાઠીઆવાડની રેલ્વેઃ—

૧ વઢવાણ જંકશન—એક લાઇન વઢવાણથી ધ્રાંગધ્રા જાય છે. બીજી વઢવાણથી વાંકાનેર જાય છે ને ત્રીજી વઢવાણથી ધોળા થઇ ભાવનગર જાય છે.

૨ ધોળાથી જેતલસર થઇ પોરબંદર જાય છે.

૩ વેરાવળથી જુનાગઢ, જેતલસર, ગોંડળ અને રાજકોટ થઇ મોરબી જાય છે.

૪ રાજકોટથી એક ફાંટો નવાનગર જાય છે.

૫ ઢસાથી એક ફાંટો અમરેલી થઈ ચલાળા જાય છે.

આ સિવાય બીજા નાના ફાંટા હાલ થયા છે તે નકશાપરથી જોવા.

## સામાન્ય હકીકત.

ઉત્તર વિભાગમાં ગુજરાત અને કાઠીઆવાડ આવેલાં છે. થાણા જીલ્લો મહારાષ્ટ્રના કોકણમાં ગણાય છે; કેમકે ત્યાંથી દક્ષિણ કે દખણ શરૂ થાય છે. ને ત્યાંના લોકોની જાત; બોલી, તથા રીત રીવાજ ગુજરાતથી જુદા પડે છે. પરંતુ રાજ્ય વ્યવસ્થાને અર્થે થાણા જીલ્લાને ગુજરાત સાથે મેળવી તે બધાનું (ગુજરાત. કાઠીઆવાડ ને થાણા જીલ્લો) નામ ઉત્તર વિભાગ પાડવામાં આવ્યું છે. ઉત્તર વિભાગના મુખ્ય અધિકારીને કમીશનર કહે છે. એમના હાથ નીચે દરેક જીલ્લાના ઉપરી કલેકટર કહેવાય છે. તાલુકાનો ઉપરી મામલતદારને પેટા મહાલનો ઉપરી મહાલકરી કહેવાય છે.

એજન્સીઓના ઉપરીને પોલિટિકલ એજંટ કહે છે. તે દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખે છે. તથા સરકારની ખંડણી વસુલ કરે છે. પાછળ જણાવેલાં દરેક દેશી રાજ્ય અંગ્રેજ સરકારને અથવા ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. ગાયકવાડ સરકારની ખંડણી પોલિટિકલ એજંટો વસુલ કરી મોકલી દે છે.